


જચંદ તલકશી એન્ડ સન્સ એમ્પાયર બીલ્ડીંગ હૉર્નબી રોડ મુંબાઈ

શિશુ સાહિત્યમાળા પુષ્પ ૧૨ મું

# આલા ખાચર

અને

બીજી વાતો.

લેખક,
મોંઘીબહેન.

પ્રકાશક :
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઈ.

કિંમત ૦-૩-૬.

આવૃત્તિ પહેલી. સને ૧૯૩૫.



ગુજરાતી [illegible] સંગ્રહ

# શિશુ સાહિત્યમાળા.

સંપાદક:

વજુભાઇ દવે,
એલિસબ્રિજ, અમદાવાદ.

મુદ્રક,
મનુભાઇ અમૃતલાલ શેઠ,
સ્વાધીન મુદ્રણાલય, રાણપુર.

# આલા–ખાચર

**આ**લા ખાચર રાજા હતા. આલા ખાચર દેવ જેવા હતા. ન્યાય તો એનો જ. આલા ખાચરના રાજ્યમાં કોઈ બન્ધ બારણે ન સૂવે. આલા ખાચ-રના રાજ્યમાં કોઈ અધડકે ન સૂવે. આલા ખાચર જેવો રાજા! એના રાજ્યમાં બીક કોની?

આલા ખાચરમાં ખરી રાજવટે હતી ને દેવવટેય હતી. દુશ્મનોના દેન નહિ કે એના રાજ્યમાં રંજાડ કરે.

એકવાર આલા ખાચરના દરબારમાં ફરિયાદ આવી કે એક ખેડૂતનું દંતાળું કોક ચોરી ગયું છે. આલા ખાચરનો ક્રોધ ક્યાંઈ માય નહિ. “હેં, શું મારા રાજ્યમાંથી દંતાળું ચોરાય? ચોર પક-ડાય તો જાનથી મારી નાખું.”

તપાસ કરતાં ચોર પકડાયો અને તે આલા ખાચરના મામા જ હતા. બધાને વિચાર થઈ પડયો કે એના મામાને કાંઈ થોડીક સજા કરે! હવે ન્યાય નહિ મળે. પણ આલા ખાચરને તો ન્યાય કરવો હતો. એના મામાયે જ દંતાળું ચોર્યું એટલે તો એ વધારે કડક થયા, અને એ દંતાળાથી જ મામાને મારી નાખ્યા. ત્યારથી તો એના રાજ્યમાં કોઈના દેન નહિ કે રાતી પાઈ ચોરાય!

૨

એક વાર આલાખાચર દેવપૂજા કરવા બેઠેલા, અને એકાએક રાજમહેલ સળગ્યો. બધાં દોડયાં ને કહે, "બાપુ, ઊઠો, ઊઠો, રાજમહેલમાં આગ લાગી છે. તમે બહાર નીકળી જાઓ." પણ બાપુ કહે, "ના, હું તો પૂજામાં બેઠો છું. હવે મારાથી ઊઠાય જ નહિ." રાજમહેલ સળગે છે. આલા ખાચર અંદર બેઠા છે, પણ પ્રભુને કરવું છે ને તે દેવ પૂજાના ઓરડાને ઊની આંચે ન આવી.

વળી એક વાર આલાખાચર દેવપૂજામાં બેઠેલા, મોટો જાજરમાન સાપ નીકળ્યો, ને બધાયે એમને

ઊઠી જવા વિનવ્યા. પણ એ કાંઈ ઊઠે ? એ તો અડગ બેસી જ રહ્યા. સાપ એમના ગોઠણ ઉપરથી ચાલ્યો ગયો. એમને કાંઈ ન થયું. ત્યારથી તો એ દેવજ મનાવા લાગ્યા અને એના નામની માનતાઓ પણ માણસો કરવા લાગ્યા.

૩

એકવાર આલા ખાચર ઘોડે સવાર થઈ ફરવા નીકળ્યા. એક ખેતરમાં ઘોડાપૂર મોલ ઊભો હતો; આલા ખાચરે ઊભા મોલમાં ઘોડો નાખ્યો. પણ ત્યાં તો ખેતરની માલીક બાઈએ એમને જોયા ને માંડી ગાળ્યુની ત્રમઝટ વરસાવવા, "કોણે ઈ ઊભા મોલમાં ઘોડો નાખ્યો ? આ મોલનો કચરઘાણ વળી જાય છે. ભાળતો નથી ! આંધળો છો ?" આલા ખાચર ગાળો સાંભળે છે ને હસે છે. બાઈની પાસે જઈને કહે, "બાઈ, ગાળો શું કામ દે છ ? તારૂં થાય તે નુકસાન લેજે."

બાઈ—"જો આવ્યો છે બિચારો નુકસાનનો આપવાવાળો. મારા મોલમાં ઘોડો નાખ્યો જ શું કામ ? આ કાંઈ પોપાબાઈનું રાજ નથી,

આ રાજ તો છે ખાચર આલાનું. ખરી હોઉં તો તને ત્યાં ભેખડાવું ત્યારે ખરી. ઘણી ખમ્મા આલા ખાચ-રને, ઘણી ખમ્મા ઓલી મેડીયુંવાળાને (રાજ મહેલ તરફ આંગળી ચીંધી) કે એના રાજ્યમાં અમે સખે રોટલો ખાઈએ છીએ. તારા જેવા તો છપ્પ-નસેં આવ્યા ને છપ્પનસેં ગયા. બાઈ તો ઘોડેસવાર આલા ખાચરને ગાળ્યું દેતી જાય ને રાજ મહેલના આલા ખાચરને વેણે વેણે ખમ્મા કહેતી જાય.

આલો ખાચર—"પણ બાઈ તું ઈ મેડીવાળાને ઓળખે છે?"

બાઈ—"ઓળખીએ નહિ એટલે કાંઈ ફરિયાદ ન સાંભળે? એ તો રાજા માણસ કહેવાય. એને અમે કયાંથી ઓળખીએ?"

બાઈના ભાવથી આલા ખાચર મનમાં ખુશી થઈ ગયા. બાઈ બડબડતી રહી ને આલા ખાચર ઘેર આવ્યા.

બીજે દિવસે દરબાર ભરાયો. આલા ખાચરે હજૂરિયાને કહ્યું કે "ફલાણા ખેતરની માલીક બાઈને બોલાવી લાવો."

સિપાઈ બોલાવવા ગયો. બાઈને તો આલા ખાચરનું તેડું છે એમ સાંભળી ફાળ પડી. આલા ખાચર બોલાવે ત્યારે કાંતો ન્યાલ કરી દે, ને કાંતો મોત ઊભું થાય. બાઈ તો થરથર ધ્રૂજતી દરબારમાં આવી. વચ્ચોવચ ગાદી તકિયા ઉપર બેઠેલા માણસને એણે તરત જ ઓળખ્યો. એ જ કાલનો ઘોડેસવાર જેને પોતે ગાળો દીધી હતી. એ જ રાજા હતો.

બાઈને તો થયું કે હવે આવી બન્યું. આલા ખાચરને જ ગાળો દીધી. હવે એ કાંઈ જીવતી જવા દે ?

બાઈ તો થરથર ધ્રૂજતી, આલાખાચર પાસે જઈને ચોધાર આંસુ વરસાવતી ખોળો પાથરતી બોલી, "બાપુ, મેં કાંઈ તમને ઓળખ્યા ન હતા. એકવાર માફ કરો. મોલ ભાંગ્યો તો ભલે ભાંગ્યો. તમારો જ હતો ને ?"

આલા ખાચર—" બાઈ, તું રો મા. તેં ગાળો દીધી તેમાં તારો વાંક નથી. તેં કાંઈ મને ઓળખ્યો ન હતો. તારૂં નુકસાન કર્યું તે તું ગાળ્યું દે જ ને. હું તો તારા ઉપર ખુશી થઈ ગયો છું. મેડીવાળાને તું ખમ્મા ખમ્મા કરતી હતી ને મેડીવાળો હું જ છું. એલા, ક્યાં ગયો ખજાનચી ?

આ બાઇને એક હજાર રૂપિયા આપો ને આજથી એની જેટલી જમીન હોય તેના કર વેરા માફ કરો."

એકવાર દરબારી રસોડે કોઈ ગરીબ મહેમાન આવ્યો. જમતા વખતે અથાણું માગ્યું. રસોયો કહે, "એવા સવાદિયાં હોઈએ તો અથાણું ગાંઠે બાંધીને નીકળીએ ને ?

આલાખાચરને ખબર પડી. તે કહે, "મારા મહેમાનનું આવું અપમાન! હું કોઈને ત્યાં મહેમાન થાઉં છું ત્યારે અથાણું સાથે બાંધી નથી જતો. બસ મારે એ રસોયો જ ન જોઈએ."

આલા ખાચર બે ચાર દિવસે રસોડે જાય ને રોટલા નાના કરે ને શરમાળ મહેમાન હોય તો ભૂખ્યો રહે. અધવાલીનો એક એક રોટલો ન ભાળે તો રસોયાને તરત રજા મળે.

આલા ખાચર વિનોદી પણ હતા. એકવાર તે હજામત કરાવતા હતા. હજામની ગફલતથી જરા સજાયો વાગી ગયો.

આલા ખાચર—"બાપુ, મારાથી તરવારના ઝટકા સહન થાય પણ આ તારો સજાયાનો માર સહન ન થાય."

# કમરી....બાઈ.

"એલી કમરી! ભાગજે."

સત્તર અઢાર વર્ષની કમરી, ભેંશને દોહવાની તૈયારી કરે છે, ત્યાં જ એની માએ પડકારો કર્યો.

"પણ છે શું? અહીં ભેંશ ભડકશે. ગાડયું પાડ છ તે."

"અરે શું છે શું? જો, મોટો જાજરમાન પાણીના રેલા જેમ ત્યાં ઢાળિયામાં હાલ્યો આવે છે.

"તો આવવા દોને? ઊઠી જાઉં તો ભેંશે માંડ પારસો મેલ્યો છે તે દૂધ ચોરી જાય ને?"

"અરે? પણ દૂધને કયાં રોવે છે? આ મોટો જીવ જરાક અડકયો કે તાળવું ફાટી જશે."

"આવવા દો."

કમરી ભેંશના આંચળ દોહતી જાય છે ને જોતી જાય છે, અને જોતી જાય છે કે સાપ કેટલેક આવે છે.

મોટો જબરો સાડા ત્રણ હાથનો કાળોડીબાંગ જેવો એરૂ, પાણીના રેલાની જેમ હાલ્યો આવે છે. કમરી જોઇ રહી છે.

પાસે આવતાં જ કમરીએ સાપના માથા ઉપર જોડા પહેરેલો પગ જોરથી દાબી દીધો, ને નિરાંતે અધમણ દૂધ દોહી કાઢ્યું.

ત્યાં તો સાપ મરી ગયો. બધાં તો કમરીની હિંમત જોઈ જ રહ્યાં. જોઇને અજબ થયાં.

ગામના રાજાને ખબર પડી. રાજા કહે કે બસ, પરણું તો કમરીને જ પરણું. કમરી રાણી થઇ, અને ખાધું, પીધું, અને રાજ્ય કર્યું.

# પાદખો ભાભો

એક હતો બાદશાહ. બાદશાહ એક વાર શિકાર કરવા ગયો. શિકાર કરતાં કરતાં ઘણે દૂર નીકળી ગયો. ખરા બપોર થઈ ગયા, તોય ક્યાંઈ શિકાર હાથ આવ્યો નહિ.

બાદશાહ તો ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં એક નાનું ગામડું આવ્યું. ગામને પાદર એક વાડી હતી. વાડીમાં કોસ ચાલતો હતો. બાદશાહ વાડીમાં ગયો. ભૂખ કકડીને લાગી હતી અને દિલ્હી તો ક્યાંઈ દૂર રહી ગયું !

વાડીના પટેલ કોસ છોડી ભાત ખાવા બેસતા હતા. તેણે બાદશાહને જોયો અને સારાં લૂગડાં પહેરેલાં જોઈ કોઈ સારું માણસ છે એમ માની ખાટલો ઢાળી આપ્યો. ખાટલા ઉપર ગોદડું પાથર્યું. બાદશાહ ત્યાં બેઠા.

બાદશાહ કહે, "પટેલ, કાંઇ ખાવાનું હોય તો આપો. ભૂખ બહુ લાગી છે."

પટેલ કહે, હં અં...ને બાપુ ! હમણાં જ ભાત આવ્યું છે. રોટલો અને ડુંગળીના દડા. બીજું તો અમારા ભાતમાં શું હોય ? અમે તો ગરીબ માણસ કહેવાઈએ. એમ કહી પટેલે બાદશાહને રોટલા ને ડુંગળી આપ્યાં.

બાદશાહને તો ખૂબ ભૂખ લાગેલી એટલે માંડયું આરોગવા. રોટલો ને ડુંગળી એવાં તો મીઠાં લાગ્યાં, કે ન પૂછો વાત. આવી મીઠાશથી કોઈવાર મહેલમાંય નહોતા જમ્યા !

પટેલ તો અછો અછો વાનાં કરે છે. તેનું ભલું ભોળું મન અને મહેમાની જોઈ, બાદશાહ રાજી રાજી થઈ ગયા.

વાડીની શીતળ છાંયામાં, બે ઘડી વિસામો લઈ, બાદશાહ જવા તૈયાર થયા. જતી વખતે પટેલને કહે: "પટેલ ! હું દિલ્હીમાં રહું છું. તમે એકવાર દિલ્હીમાં આવજો, જોવા જેવું છે."

પટેલ કહે : “ અરે બાપુ, દિલ્હી જોવાનું તો ઘણું મન થાય છે. પણ એ મોટું શહેર, ત્યાં અમારા જેવાનો કોઈ ભાવ ન પૂછે! જઈને રહીએ ક્યાં? એ વિચાર આવે એટલે નો આવીએ. આ તમે કહો છો તો વળી કોઈવાર આવશું. પણ દિલ્હીમાં તમે ક્યાં રહો છો ? ”

બાદશાહ કહે : “ લ્યો. આ એક ચબરખી લખી આપું છું. એ જેને દેખાડશો તે મારૂં ઘર બતાવશે.”

“તમારૂં નામ શું ? ”

“બાદશાહ.”

બિચારા પટેલને બાદશાહ બોલતાં આવડે નહિ. એટલે બાદશાહને બદલે પાદખા ઠરાવ્યું. બાદશાહ મોટી ઉમ્મરના હતા. એને કાંઈ એકલા પાદખા (બાદશાહ) કહેવાય? એટલે પટેલે તો બાદશાહનું નામ પાદખા ભાભા રાખ્યું.

બાદશાહ ગયા. પટેલે બાદશાહની ચિઠ્ઠી સાચવીને રાખી મૂકી.

ત્યારપછી ઘણા દિવસો વીતી ગયા.

એકવાર પટેલ અને તેના બેચાર ભાઈબંધો બેઠા હતા. વાતોના ગપ્પા સપ્પા મારતા હતા. ત્યાં એકે કહ્યું : "એલા, હાલોને દલ્લી જોવા જાઈ. કે છે કે જોવા જેવું છે."

બીજો કહે, "આપણી ક્યાં ના છે? પણ ત્યાં જઈને ઊતરશું કોને ઘરે? શે'રનાં માણસ તો આપણો ભાવે ન પૂછે. ન્યાં કાંઈ ગામડું નથી."

પટેલ કહે; "જાવું હોય તો હાલોને હું યે આવું. મારો એક ઓળખીતો દલ્લીમાં રે'છે. બહુ તાણ કરી ગયો છે ને વળી એક ચબરખી પણ લખી આપી છે. એને ઘેર જઈને રેશું."

બધા નકકી કરીને દિલ્હી તરફ ચાલ્યા. બે ત્રણ દિવસે દિલ્હી પહોંચ્યા. દરવાજામાં પેસતાં જ પટેલે દરવાનને પૂછ્યું : "એલા ભાઈ, અહીં એક પાદખો ભાભો રે'છે ને?"

દરવાન કહે; "આ કાંઈ ગામડું નથી. આ તો દિલ્હી છે દિલ્હી. દિલ્હી શહેરમાં એમ કોઈનો

પોત્તા ન લાગે. પાદખા ભાભાનું નામ અમે તો કોઈએ સાંભળ્યું નથી.”

પટેલ કહે: “આ રહી એની ચિઠ્ઠી. એણે તો કીધું છે કે જેને આ ચિઠ્ઠી દેખાડશો એ મારું ઘર દેખાડશે.”

દરવાને ચિઠ્ઠી હાથમાં લીધી. વાંચે ત્યાં તો બાદશાહનું નામ !

દરવાન વિચારમાં પડી ગયો. એને થયું કે આ ગામડિયા રોંચા પાસે બાદશાહની ચિઠ્ઠી કયાંથી ?

દરવાન કહે: “પટેલ, આ તો ખુદ બાદશાહની ચિઠ્ઠી છે, આ તો દિલ્હીનો ધણી: ચાલો તમને મૂકવા આવું.”

પટેલ તો ખુશી ખુશી થઈ ગયા, ને પોતાના સાથીઓને લઈને બાદશાહના મહેલ પાસે આવ્યા.

મહેલના દરવાજા પાસે આવી દરવાને બીજા દરવાનને ભલામણ કરી કહ્યું: “આ પટેલિયાને બાદશાહની પાસે લઈ જાઓ, એમની પાસે બાદશાહની ચિઠ્ઠી છે.”

સૌ આગળ ચાલ્યા જાય છે. પટેલ બાદશાહનો મહેલ જોઈ વિચારમાં પડયા, “માળો ! પાદખો ભાભો તો બહુ પૈસાવાળો લાગે છે ને શું ! આ એના ઘર તો જુઓ ! ઊંચે જોઈએ ત્યાં માથેથી પાઘડીયે પડી જાય છે !”

પટેલે દરવાનને કહ્યું: “આ બધું પાદખા ભાભાનું છે?”

દરવાન કહે: “એલા, પાદખા ભાભા પાદખા ભાભા શું કરો છો ? સાંભળશે તો ફાંસીએ ચડાવશે. એ તો આપણો રાજા છે.”

પટેલ કહે : “હેં, આપણો રાજા ! એણે તો કીધું’તું કે મારૂં નામ પાદખો પણ એકલું પાદખો કહીએ એ કાંઈ સારૂં લાગે ? એના કરતાં પાદખો ભાભો તો જરા સારૂં લાગે. પણ ઈ આપણો રાજા હશે એની તો અમને ખબર જ નંઈ !”

કચેરીના દરવાજા પાસે જઈ દરવાને હજૂરીને કહ્યું : “બાદશાહ સલામતને ખબર આપો કે પટેલિયા આપને મળવા આવ્યા છે. એમની પાસે આપની ચિઠ્ઠી પણ છે ”

હજૂરીએ બાદશાહને ખબર આપ્યા. બાદશાહ કહે: "આવવા દ્યો."

કચેરી ભરાઈને બેઠી છે. બાદશાહ સિંહાસન પર બેઠા છે. ત્યાં પટેલિયા આવ્યા. બાદશાહને જોતા-વેંત પટેલ બોલી ઊઠયા: "ઓલ્યા સામે બેઠા છે ઈ જ તે પાદખા ભાભા!"

સિપાઇએ આંખ તાણી. પણ ત્યાં કોણ સમજે? બધી કચેરી હેબતાઈ ગઈ.

પટેલ તો દોડયા ને "પાદખા ભાભા, રામ રામ, પાદખા ભાભા, રામ રામ," કહેતા સિંહાસન પાસે પહોંચ્યા.

બાદશાહ એની મહેમાની હજી ભૂલ્યા નહોતા. રોટલા અને ડુંગળીનો સ્વાદ હજી એની દાઢમાં હતો. ગામડિયાની સરળતા એ જાણતા હતા.

બાદશાહે કચેરીમાં જાહેર કર્યું: "એ તો મારા ભાઇબંધ છે."

પટેલને કહે: "ઓહો પટેલ! કાંઈ ઝાઝે દિવસે મને સંભાર્યો? આજ તો થાકયા પાકયા હશો તે આરામ લ્યો. પછી નિરાંતે મળશું."

બાદશાહે નોકરને બોલાવી હુકમ આપ્યો : " એક મહેલમાં આમને ઉતારો આપો."

નોકર પટેલને લઈ ગયો. એક સાતમાળના મહેલમાં એમને ઉતારો આપ્યો. પણ પટેલે તો ચોખ્ખી ફૂલ ના પાડી : " એ ઉપરા ઉપર ઘર ચડાવ્યા છે ત્યાં અમે નહિ ઊતરીએ. ઘર પડે તો મરી જ જઈએ કે બીજી વાત?"

નોકર કહે : "અરે બાપુ, એ તે કાંઈ એમ પડતાં હશે? એ તો ચણેલાં છે ચણેલાં. બાદશાહ પોતે રહે છે કે નહિ?"

પટેલ કહે, "ના એ ભલે રહેતા : પણ અમે તો ઉપર ચડીએ એટલી જ વાર. કડડડ ભૂસ કરતાં બધાં હેઠે પડે ને અમે બધા દબાઈ જઈએ. આ અમે નજરે જોઇએ છીએને કે એક ઉપર બીજું ને બીજા ઉપર ત્રીજું એમ સાત આઠ ચડાવ્યાં છે. એમ તે ક્યાંઈ રહેતાં હશે?"

નોકરે પટેલને ઘણાં સમજાવ્યા પણ એ શેના સમજે? એ તો એકના બે ન થયા.

આખરે કંટાળીને નોકરે બાદશાહ પાસે આવી બધી વાત કરી. બાદશાહ પટેલના ભોળપણથી હસ્યા, ને એક ભોંય તળિયે સારા દીવાનખાનામાં ઉતારો આપવા કહ્યું. તરત જ નોકર ગયો ને એક સારા દીવાનખાનામાં પટેલને ઉતારો આપ્યો.

દીવાનખાનામાં ચારે બાજુ મખમલના ગાદી તકિયા બિછાવેલા હતા. હાંડીઓ અને ઝુંમર લટકી રહ્યાં હતાં. દીવાઓની રોશનીથી ઝળહળ ઝળહળ થઈ રહ્યું હતું. ભોંયતળિયે કિનખાબ લપેટાની શેતરંજીઓ પાથરેલી હતી; ચારે બાજુ નરમ નરમ કૉચ ને પલંગ બિછાવેલા હતા.

આ બધું જોઈને, પટેલ અને એના સાથીઓ તો આભા જ બની ગયા.

કિનખાબ લપેટાની શેતરંજી ઉપર પગ મૂકતા એનો જીવ ન ચાલ્યો. "આવી રૂપાળી શેતરંજી બગડે ?" એવો વિચાર કરી એને ઉપાડીને ખૂણામાં નાખી.

પછી કૉચ ઉપર જઈને બેઠા. પણ આ શું ? જાણે અરધાં અંદર ખૂંતી ગયા !

પટેલ કહે, "એલા, આમાં તે કેમ બેસાય? આમાં તો ગદગદિયાં થાય છે; અને અંદર અરધાં ખૂંતી જઈએ એટલાં તો પોચાં છે."

બધાએ વારા ફરતી બેસી જોયું. પણ ધૂળના ઢેફામાં રખડનારને એ કેમ ગમે? એ તો બેઠા જઈને એક ખૂણામાં.

પટેલ કહે; "આ વળી બધું ઝગમગ શું? આંખો તો ઊઘડતી નથી."

પટેલ તો જે ડાંગ લઈને ઊઠયા ને તે બધાં હાંડી ઝુંમરનો કચ્ચરઘાણ વાળી નાખ્યો; ફક્ત એક દીવો રાખ્યો.

સૂવાને માટે છત્રી પલંગો હતા; પણ આ ભાઈ શા'બ ને એમાં કેમ ફાવે? એ તો કહે: "અમે અમારે બહાર ખેતરમાં પડયા રહેશું. અમારે ધૂળનાં ઢેફાં સારાં."

બીજે દિવસે બાદશાહે એમની મહેમાનગતિ કરી. દૂધપાક પૂરીનું જમણ કરાવી તેને ઉતારે મોકલાવ્યું. પટેલિયા એ દૂધપાક પૂરી તો જન્મ ધરીને

જોયેલાં જ નહિ. બધા અંદર અંદર વાતું કરવા લાગ્યા. "માળું ! આ તે શું હશે ? ટીકડી જેવડી રોટલી અને હળદર વિનાની કઢી ! આમાં તે શું ખાવું હતું ?"

પટેલ કહે: "આ તો ભારે થઈ. ઉતારો આપ્યો તો સવા બેસવાનું ન મળે. જ્યાં બેસીએ ત્યાં અરધાં ખૂંતી જઈએ. ખાવાનું મોકલ્યું તો ટીકડી જેવડી રોટલી ને હળદર વિનાની કઢી ! આવું તે હોય ? મારી વાડીએ આવ્યા ત્યારે મેં તો આ...ને મજાના ગાડાના પૈ જેવડા બે રોટલા અને ડુંગળી આપ્યાં'તાં. આના કરતાં તો ખજૂર ને દાળિયા મોકલ્યા હોત તો પેટ ભરીને ખાત તો ખરા !"

નોકરે જઈને બાદશાહને વાત કરી.

બાદશાહ કહે : "જાઓ, એમને એક દાળિયાની ગૂણ અને બેત્રણ ખજૂરનાં વાઢિયાં મોકલી દો."

તરત જ માણસો દોડયા, ને ખજૂરનાં વાઢિયાં ને દાળિયાની ગૂણ લાવીને પટેલ આગળ હાજર કર્યાં.

પટેલ કહે; "એલા પાદખો ભાભો સારો તો ખરો હો! એકહારે દાળિયાની ગૂણ અને ખજારનાં ત્રણ ચાર વાઢિયાં મોકલી દીધાં."

બીજે દિવસે બાદશાહે કચેરી ભરી, ને તેમાં પટેલિયાના માનમાં તાયફાનો જલસો રાખ્યો. નાચ ગાન શરૂ થયાં.

પટેલ તો કાંઈ સમજે જ નહિ. એ તો મનમાં વિચાર જ કર્યા કરે કે "માળું! આ શું? આ ક્યારની આમ શું કામ કરતી હશે? ઝોડ વળગ્યું લાગે છે. લાવને એક કોશનો ડામ દઈએ એટલે છાનીમાની બેસી જશે!"

એક જણ ઊઠયો. ક્યાંકથી કોશ ધગાવી ને લઈ આવ્યો ને કહે–"લે રાંડ, ક્યારની ધૂણુછ તે પાંશરી કરી દઉં! આ આપણા રાજાનું ય નથી માનતી? છો કોણ? "એમ કહી જ્યાં ડામ દેવા જાય છે ત્યાં તો "હં હં..." કરતા બાદશાહ ઊઠયા ને હાથ પકડી રાખ્યો.

બાદશાહ કહે: "અરે પટેલ! આ શું કરો છો?"

પટેલ કહે : "શા'બ જુઓને. એને ઝોડ વળગ્યું લાગે છે. ક્યારની ધૂણે છે ને તમારૂં ય માનતી નથી. હમણાં ઝોડ કાઢી નાખું છું."

બાદશાહ હસી પડયા ને નાચ મુજરો બંધ કરાવ્યો.

બે ચાર દિવસ થયા. બાદશાહે પટેલને આખું દિલ્હી બતાવ્યું. પછી પટેલે જવાની રજા માગી.

બાદશાહ કહે : "પટેલ, રહોને. એવડી શી ઉતાવળ છે. ત્યાં કોણ વારેઘડીએ આવવા બેઠું છે?"

પટેલ કહે : "રહીએ તો ખરા, પણ અમને અહીં ફાવતું નથી. તમે તો ઘણાં વાનાં કરો છો."

બાદશાહ કહે : "ઠીક, ત્યારે કાલે જજો. કાલે સવારે કચેરીમાં આવજો. ત્યાં તમને રજા આપીશું."

બીજે દિવસે કચેરી ભરાઈ. પટેલો કચેરીમાં આવીને બેઠા.

બાદશાહે પટેલ અને તેની સાથે આવેલા કણબીઓનો વેરો વિઘોટી માફ કર્યો.

પટેલિયાના આનંદનો પાર ન રહ્યો. આંખમાંથી હરખનાં આંસુ પડવા લાગ્યાં.

પટેલ તો બાદશાહના પગ પાસે આળોટી પડયા. બાદશાહ આ ભલા ભોળા માણસની ભલાઈ જોઇ બહુ પ્રસન્ન થયા.

"અન્નદાતા ! હવે અમે રજા લેશું." પટેલે રજા માગી.

બાદશાહે જતી વખતે આપવું ઘટયું તે આપ્યું ને વિદાય કર્યા.

પટેલ ઘેર ગયા. બાદશાહને તો ભૂલે જ શાના ? એ તો દિલ્હીની ને બાદશાહની વાતો કરતાં ધરાય જ નહિ.

# તક તક તર્ર્ર્

**એક** હતો ભરવાડ. ભરવાડ એકવાર બકરાં ચરાવવા ગયો.

ભરવાડ એક લાકડી કાપવા ઝાડ ઉપર ચડયો, ને જે ડાળે બેઠો હતો તે જ ડાળ કાપવા માંડયો.

એક મહંતનું ટોળું એ માર્ગેથી જતું હતું.

મહંત કહે; "એ ભાઇ બીજી ડાળે બેસીને કાપ, નહિ તો પડી જઇશ."

ભરવાડ કહે, "પડયો પડયો, છાનોમાનો ચાલ્યો જાને. આવા લંગોટા જ બહુ હાલી મળ્યા છે. મફતનું ખાવું ને મસીદે સૂવું. નહિ ધરાળ, નહિ ઉલાળ. કાંઇ ઉચાટ ?"

મહંત બહુ જ્ઞાની અને સમજુ હતા. એક અક્ષરે બોલ્યા નહિ ને હસતા હસતા પોતાને માર્ગે ચાલી નીકળ્યા.

એક ખેતરવા ગયા ત્યાં ભરવાડ દોડતો આવ્યો ને કહે; " મહારાજ ! તમે જ પરભુ. તમે કીધું હતું એમ જ થયું. મારો અપરાધ માફ કરો ને મને તમારો ચેલો બનાવો."

મહંત કહે; "કેમ ભાઇ શું થયું ?"

ભરવાડ કહે; "તમે કહેતા હતા એમ જ થયું. ડાળ તૂટી પડી ને હું હેઠો પડયો. આજથી તમે મારા ગુરુ અને હું તમારો ચેલકો. મારે બકરાં નથી ચારવાં."

મહંતે ભરવાડને ચેલો કરી થાપ્યો.

મહંતનાં તો ગામોગામ સામૈયાં થાય છે, થાળ ધરાય છે, આગતા સ્વાગતા થાય છે ને પગ ચંપાય છે. ભરવાડના મનમાં થયું : "માળું ! આવું બધું મને થાય તો કેવું સારૂં ?"

મહંત ભરવાડનો વિચાર જાણી ગયા.

મોટું એવું ગામ આવ્યું. મહંતે ભરવાડને મહંત બનાવ્યો ને પોતે ચેલા થયા અને કહ્યું : "આજથી તમે મહંત. આજથી તમારૂં થાપ્યું થપાય ને તમારૂં ઉથાપ્યું ઉથાપાય. તમારો પડયો બોલ સહુ ઊપાડે, પણ એક શરતે. ગામ આવે ત્યારે તમારે મૂંગા રહેવું. જે દિવસે ચૂકયા તે દિવસે તમે મારા મહંત નહિ અને હું તમારો ચેલો નહિ."

ભરવાડ તો બહુ જ રાજી થયો.

ભરવાડ મહંત થયો છે. ગામોગામ સામૈયાં થાય છે. ઘેર ઘેર પધરામણી થાય છે. મહંતે મુનિવ્રત લીધાં છે, બોલતા યે નથી ને ચાલતા યે નથી. મૂંગા મૂંગા બેસી જ રહે છે.

બોલવાનું તો ઘણું મન થાય પણ મહંતે બોલવાની ના પાડેલી એટલે ભાઈશા'બ શું કરે? પરાણે બોલવું દાબી રાખે.

મહંતની પધરામણી રાજાના દરબારમાં થઈ. આખો દરબાર હકડેઠઠ જામ્યો છે; પંડિતો વાદવિવાદ કરી રહ્યા છે. મહંત પણ મોઢામાં પરાણે પરાણે

જીભ ઘાલી બેઠા છે. બેઠા બેઠા મૂઢની જેમ સાંભળે છે. એમાં છેટેથી બકરાં દેખ્યાં. બકરાં દેખ્યાં ને વાત હાથથી ગઈ! ઘણાં દિવસે જોયાં ખરાં ને! પોતાનાં બકરાં અને નેસ સાંભર્યો. એનાથી બોલી જવાયું "તક તક તક તર્ર્ર્"

આખી સભા ખડ ખડ હસી પડી.

મહંત ચેલા મનમાં કહે, "માળે ભારે કરી! મહંત કરીને બેસાર્યો પણ જાત ઉપર જઈને ઊભો રહ્યો. પણ હવે એનું માન રાખવું જોઈશે. એના બોલવાનો સવળો અર્થ કરવો પડશે."

ચેલાને વેશે મહંત ઊભા થયા ને કહ્યું: "અમારા ગુરુનું કહેવું બહુ ગૂઢ છે. એ વિના એ બોલતા જ નથી. એના બોલવાનો અર્થ ઊંડો છે. એમાં હસવા જેવું કાંઈજ નથી."

જુઓ, પહેલાં 'તક' બોલ્યા એટલે ભગવાને બાળપણમાં તમને ભજવાની તક આપી પણ એ ગુમાવી. બીજી તક જુવાનીમાં આપી એ પણ ગુમાવી. ત્રીજી તક ઘડપણમાં આપી અને એય ગુમાવો તો પછી આ શરીર 'તરરર' કરતું ઊડી

જવાનુ, નાશ પામવાનું, જ્યાંથી આવ્યું ત્યાં ચાલ્યું જવાનું ને ચોરાશી લાખનો ફેરો ફરવાનો."

આખી સભા આવી ગૂઢ વાણી વદનારા મહંત અને તેને સમજાવનાર ચેલાને નમી પડી.

ભરવાડ મહંતજી બધું મનમાં સમજી રહ્યા. માંહેનો ભેદ તો મહાદેવજી જાણે! મહંતજી અને ચેલો એ મનમાં સમજ્યા અને ત્રીજા આપણે જાણીએ કે ભરવાડ મહંતે "તક તક તક તર્ ર્ ર્..." શા માટે કહ્યું હતું.

મહંતજી ચેલા હતા તો ભરવાડ મહંતનું માન રહ્યું.

# ભલો અને ભૂંડો.

એક હતો ભલો અને એક હતો ભૂંડો. બંનેમાં નામ પ્રમાણે ગુણ. ભલો ભલાઈ ન મૂકે ને ભૂંડો ભૂંડાઈ ન મૂકે. ભલાને કોઈનું ભલું કરે ત્યારે નિરાંત થાય. ભૂંડાને કોઈનું ભૂંડું કરે ત્યારે નિરાંત થાય.

એકવાર ભલો બીજે ગામ જતો હતો. રસ્તામાં ભૂંડો મળ્યો. બંને જણ વાતો કરતા કરતા આગળ ચાલ્યા.

ભલો સરસ ઘોડી ઉપર બેઠો હતો. માથે ચાળીસ હાથનો તરફાળ બાંધ્યો હતો. ભૂંડો પગ પાળો હતો ને પહેરવા પૂરાં કપડાંયે નહોતાં.

ભૂંડાને વિચાર આવ્યો. "ભલા પાસેથી ઘોડીને કપડાં લઈ લીધાં હોય તો કેવી મજા !"

બપોર થયા હતા. સૂરજ માથે તપતો હતો. ભલો એક ઝાડ હેઠે વિસામો લેવા બેઠો. ભૂંડો પણ એની સાથે બેઠો.

વાત કરતાં કરતાં ભૂંડાએ કહ્યું,

"આ તમારો તરફાળ કેવો મજાનો છે? મારી પાસે તો કાંઈ નથી."

ભલો કહે, "લે ને ભાઇ, તારે જોતો હોય તો તું રાખ." એમ કહી ભલે માથેથી તરફાળ ઉતારી દીધો.

પાસે જ એક કૂવો હતો. ભલો ત્યાં પાણી પીવા ગયો. ભૂંડો પણ પાછળ ગયો. ભલાએ કૂવામાં ડોકિયું કર્યું ને પાછળથી ભૂંડાએ ધક્કો માર્યો. ભલો કૂવામાં પડયો. ભૂંડો ભલાની ઘોડી લઈ ચાલતો થયો.

બિચારો ભલો કૂવામાં વલખાં મારવા લાગ્યો. એના હાથમાં એક ઝાડનું મૂળિયું આવ્યું તે ઝાલીને ઊભો રહ્યો.

રાત પડી, પણ કોઈ કૂવા ઉપર આવ્યું નહિ. ભલો કૂવામાં જ રહ્યો.

કૂવા પાસે એક વડલો હતો. વડલા ઉપર બે જન રહેતા હતા. બન્ને વાતો કરતા હતા.

એક કહે, "આ પાસેના ગામના રાજાને ઘણાં વખતથી પતનો રોગ થયો છે પણ મટતો નથી. ઘણા વૈદ હકીમ કર્યા."

બીજો કહે, "આપણે તો જન રહ્યા આપણાથી થોડુંક જ દવા કરવા જવાય છે? પણ જો કોઈ આ વડલાનાં કૂણાં કૂંપળાં અને પારેવાની ચરકને ખૂબ ઝીણાં વાટી રાજાના શરીર ઉપર લેપ કરે તો આઠ દિવસમાં રાજાની કાયા કંચન જેવી થઇ જાય."

બીજો કહે, "અને જો ને, આ કૂવાની પાળમાં કેટલું દ્રવ્ય દાટયું છે? આપણે કાંઈ થોડુંક જ કામ આવે છે? પણ કોઇને ખબર નથી એટલે એમ રહ્યું છે."

બન્ને જન વાત કરતા હતા. ભલો સાંભળતો હતો.

સવાર પડી ને કૂવા ઉપર કોઈ પાણી પીવા આવ્યું. એણે ભલાને કૂવામાંથી બહાર કાઢયો.

ભલાએ વડલાનાં કૂણાં કૂંપળ લીધાં અને પારેવાની ચરક લીધી. બન્ને ચીજો લઈ પાસેના ગામમાં ગયો ને પાણી શેરડે બેઠો.

પાણી શેરડે બધી બેનો જાત જાતની વાતો કરતી હતી.

એક કહે, "અરેરે, આપણા રાજાએ તો કંઈક દવા દારૂ કર્યા, અનેક વૈદ હકીમને બોલાવ્યા પણ એનો રોગ મટયો નહિ."

બીજી કહે, "અરે રાજાએ તો એવો ઢંઢેરો ટીપાવ્યો છે કે એને સારૂં કરે એને અર્ધું રાજ-પાટ આપે ને પોતાની કુંવરી પરણાવે, પણ એવો વૈદ્ય હજી કોઈ મળ્યો નથી, કે એની કાયા કંચન જેવી કરી દે."

ભલો બધું સાંભળતો હતો. તેણે કહ્યું; બહેન, તમારા રાજાને ગમે તેવો રોગ હશે તો યે હું

મટાડી દઈશ. તમે રાજાને ખબર આપો. મને બોલાવે તો હું ત્યાં જાઉં."

એક બાઈ દોડી ને રાજમહેલમાં પહોંચી. નવા વૈદ આવ્યાની વાત કહી ને રાજાના માણસો વૈદને રાજમહેલમાં તેડી આવ્યા.

ભલાએ રાજાને કહ્યું; "રાજાજી, આઠ દિવસમાં હું તમારો રોગ મટાડી દઈશ. તમારી કાયા કંચન જેવી બની જશે."

પછી ભલાએ વડલાનાં કૂંપળ ને પારેવાની ચરકને ખૂબ ઝીણાં વાટીને રાજાના શરીરે લેપ કર્યા. રાજાના આખા શરીરે બળતરા થતી હતી તે મોળી પડી ને રાજા બોલ્યો, હા......શ, આ દવાથી મને સારું થઈ જશે એમ લાગે છે.

ઘણા દિવસે રાજાને જરા શાંતિ થઈ ને ઊંઘ આવી.

ભલો સાંજ ને સવાર લેપ લગાડે. આઠ દિવસમાં તો રાજાની કાયા કંચન જેવી થઈ ગઈ. નખમાં ય રોગ ન રહ્યો.

રાજાએ ભલાને પોતાની કુંવરી પરણાવી ને અર્ધું રાજ આપ્યું. સસરો જમાઈ એક સિંહાસન પર બેસે ને રાજ્ય ચલાવે.

ભૂંડો એક વાર ફરતો ફરતો આ ગામમાં આવી ચડ્યો. તેણે રાજાની સાથે ભલાને જોયો ને ભલાને મળવા ગયો. ભલો ભલોજ હતો. પોતાને કૂવામ નાખ્યો હતો તે ભૂલી ગયો ને ભૂંડાનો આદરસત્કાર કરવા માંડ્યો. ભૂંડાને જોયો કે તરતજ ભલો તેની સામે દોડ્યો ને ભેટી પડ્યો. પોતાની પાસે બેસાર્યો.

રાજા ઊઠીને આટલું માન આપે પછી બીજા દરબારીઓ માન આપેજને ! એમાં શું નવાઈ ? ભલાનો સસરો પણ ભૂંડાને ખૂબ જ આદરભાવથી મળ્યો.

ભૂંડાથી આ બધું સહન ન થયું. એ તો ભૂંડો હતો. એને તો કોઈનું ભૂંડું કરે ત્યારે જ નિરાંત થાય. કોઈનું સુખ એનાથી જોવાય જ નહિ. એને થયું કે 'આને કેમ હેરાન કરૂં ?'

થોડા દિવસ ભૂંડો ત્યાં રહ્યો. ભલાએ એને

પુષ્કળ દ્રવ્ય આપ્યું ને વિદાય કર્યો. સૌ ઝાંપા સુધી વળાવા ગયા. ભૂંડાએ એક દરબારીના કાનમાં કહ્યું; "તમને ખબર છે આ મને આટલું બધું શા માટે માન આપે છે?

એને બીક છે કે હું એની વાત કહી દઈશ એટલે મને આટલું બધું માન આપે છે. એ તો અમારા ગામનો રખેસર છે." એમ કહી ભૂંડો ચાલી નીકળ્યો.

દરબારીએ રાજાને વાત કરી. વાત સાંભળીને રાજાને મોઢે તો મશ ઢળી ગઈ. અરર, રખેસરને પોતાની દીકરી પરણાવી? હવે શું થાય? રાજા તો બોલેયે નહિ ને ચાલે યે નહિ, ઉદાસ ઉદાસ રહ્યા કરે.

ભલાને લાગ્યું કે જરૂર ભૂંડાએ કાંઈક નવા જૂની કરી છે. નહિતર આમ ન હોય. જે રાજા મને જોઈને પ્રાણ પાથરતો તે હવે બોલતો જ નથી.

ભલાને લાગ્યું કે હવે અહીં રહેવામાં મજા નથી.

એણે એક દિવસ રાજાને કહ્યું; "રાજાજી, હવે હું મારે દેશ જાઉં છું."

રાજા કહે, "ભલે, પણ મારી દીકરીને લેતા જજો."

ભલો રાજકુંવરીને લઈને ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં કૂવાની પાસે આવ્યો. કૂવાની પાળ ખોદાવી બધું દ્રવ્ય લઈ લીધું ને બીજે ગામ જઈ સુખથી રહ્યો.

ભૂંડો ભલાની પાસેથી નીકળ્યો ત્યારથી એ જ વિચાર કરતો હતો કે ભલાને મેં કૂવામાં નાખ્યો એટલે રાજા થયો; માટે ચાલને હું યે કૂવામાં પડું. મને યે રાજ મળશે.

ભૂંડો જઈને કૂવામાં પડ્યો ને એક ઝાડનું મૂળિયું પકડી ઊભો રહ્યો.

રાત પડીને વડલા ઉપરના જન વાત કરવા લાગ્યા.

એક કહે, "એલા, રાજાને તો સારૂં થઈ ગયું ! કોણ એવો વૈદ આવ્યો હશે ?"

બીજો કહે, "જો તો ખરો, આ કૂવાની પાળ

પણ ખોદેલી છે, આપણી વાત તો કોઈએ સાંભળી નહિ હોય ને?"

પેલો કહે, "સાંભળી જ લાગે છે. નહિતર કૂવાની પાળ કોણ ખોદે. ચાલને કૂવામાં જોઈએ. કોઈ છે તો નહિ ને? "

કૂવામાં જઈને જૂએ તો ભૂંડો મૂળિયું પકડીને ઊભેલો. બન્ને જનને તો એમ જ થયું કે આ રોજ આપણી વાતો સાંભળી જતો હશે. ચાલો એને મારી નાખીએ.

જનોએ ભૂંડાને મારી નાખ્યો, ને ભલો તો પછી આનંદમાં રહ્યો.

# રામદુવાઈ

**એક** હતો વાણિયો. તે એક વાર તેની વહુને તેડવા જતો હતો. સસરાનું ગામ આવ્યું. ગામને પાદર તેની વહુ ધૂળ ખોદવા આવેલી. સંધ્યાવેળા થઈ ગઈ હતી, ને કોઈ સૂંડલો ચડાવે એવું નહોતું. ત્યાં વાણિયો નીકળ્યો. કોઈ કોઈને ઓળખી શક્યું નહિ.

વાણિયણ કહે : "ભાઈ! આ સૂંડલો ચડાવશો ?"

વાણિયો કહે : "હા, બહેન ! લ્યોને ચડાવું."

વાણિયણ કહે "ઊભા રહો. તમારા હાથ કે લૂગડું મને અડે નહિ. અડે તો તમને રામ-દુવાઈ છે."

વાણિયો કહે : "ઠીક."

વાણિયે સૂંડલો ચડાવ્યો. મોઢા આગળ બાઈ ને વાંસે પોતે ચાલ્યાં જાય છે. ચાલતાં ચાલતાં બન્ને એક જ ખડકી પાસે આવ્યાં. બાઈ અંદર ગઈ ને ભાઈ પણ ગયો.

આખા ઘરમાં 'જમાઇ આવ્યા, જમાઇ આવ્યા ?' થઈ રહ્યું. બાઈ સમજી ગઈ કે મેં જેને રામદુવાઇ આપી તે તો મારો ધણી છે! પણ શું થાય ?

વાણિયો બે ત્રણ દિવસ રહી વહુને તેડી ઘેર ચાલ્યો. બેઉ જણાં ઘેર આવ્યાં. ઘરમાં તો અભરે ભર્યું છે, મેલ્યા માગ નથી, હાંક્યું હાલતું નથી.

બાઈ કહે : "હવે શું થશે ? મેં તો તમને મને અડવાની રામદુવાઇ આપી છે."

વાણિયો કહે : "એમાં શું થઈ ગયું ? આપણે ભાઈબહેનને નાતે રહેશું ને ખાશું પીશું ને મજા કરીશું."

વાણિયણને આવ્યાં પાંચ દસ વરસ વીતી

ગયાં. એકવાર તેને વિચાર થયો કે આટલો બધો પૈસો ને કોઈ ભોગવનાર નહિ એ તો ખરાબ.

આમ વિચારી બાઈએ વાણિયાને કહ્યું: "તમે મારી બહેન સાથે પરણો. નહિ તો આપણું આ બધું કોણ વાપરશે?"

વાણિયે ના પાડી. તે કહે: "મારે નથી પરણવું." પણ વાણિયણે એવી હઠ લીધી કે વાણિયાને હા પાડવી પડી.

વાણિયણ પિયર ગઈ ને માગું નાખ્યું: "મારૂં પેટ ન ઊઘડયું માટે તમે નાની બહેનને એના વેરે આપો."

માબાપે મોટી દીકરીનું સુખ જોઈ નાનીને પણ આપી.

જાન આવી. ધામધૂમથી લગ્ન કર્યાં. જાન ઉઘલાવી ત્યારે પેલા વાણિયાના સસરાએ કહ્યું: "જુઓ શેઠ! તમને કાંઈ કહેવું ન પડે, પણ મારી દીકરીને સાચવજો. મોટીનું સુખ જોઈને નાનીને આપી છે. જેમ મારી મોટી દીકરીને રાખો છો તેમ આને ન રાખો તો તમને રામદુવાઇ છે."

વાણિયે જીભ કચરી : "થઈ રહ્યું ! એ પણ બહેન જેવી."

વાણિયણે સાંભળ્યું. તે કહે : "હં હં બાપા ! તમે શું બોલો છો ?"

"શું બોલો છો શું ? તને સારી રીતે રાખે અને એને દુઃખ દે તો ?"

જાન ઘેર આવી. ત્રણે જણાં રહે છે, બે બહેન ને ત્રીજો જાણે ભાઇ ! વાણિયો એકેના હાથનું રાંધેલું પણ ખાતો નથી.

એક વાર કૃષ્ણ ભગવાન ને અર્જુન પૃથ્વી પર આવ્યા. ચાલતાં ચાલતાં અર્જુનને તરસ લાગી.

કૃષ્ણ ભગવાન કહે : " તમે અહીં ઊભા રહો, હું હમણાં પાણી ભરીને આવું છું. પણ તમે અહીંથી જરા યે ખસશો નહિ." એમ કહી કૃષ્ણ ભગવાને એક કૂંડાળું કાઢ્યું ને કહ્યું, "આ કૂંડાળા-માંથી બહાર નીકળો તો તમને રામદુવાઇ છે."

અર્જુન કહે : "નહિ નીકળું, પણ ઝટ આવજો. તરસે મારો જીવ જાય છે."

ભગવાન તો ચાલ્યા. એમને અર્જુનની પરીક્ષા લેવાનું મન થયું. ભગવાને માયા કરી ને અર્જુનની નજરે એક પરબ દેખાયું. ત્યાં સદાવ્રત પણ અપાતું હતું.

અર્જુનથી ન રહેવાયું. તે કહે: "લાવને જાઉં? ત્યાં ક્યાં કૃષ્ણ ભગવાનને ખબર પડવાની હતી?"

એણે તો પરબે જઈને પાણી પીધું ને સદાવ્રતની ધાણી ખોબામાં લીધી. પાછા ફરી કૂંડાળામાં આવી ઊભા રહ્યા ને ખાવા લાગ્યા. ત્યાં તો ભગવાન એક પડિયામાં પાણી લઈને આવ્યા.

અર્જુનને ધાણી ખાતા જોઈ ભગવાન કહે: "અરે અર્જુન! આ ધાણી ક્યાંથી?"

અર્જુન શરમાઈ ગયા. તે કહે: "અહીં એક પરબ હતું ત્યાંથી મેં પાણી પીધું ને સદાવ્રતની ધાણી લીધી."

"પણ મેં તમને આ કૂંડાળા બહાર નીકળવાની રામદુવાઈ આપી હતી ને? ન પાળી શક્યા?

તમે શું પાળતા હતા? એ તો પેલો વાણિયો જ પાળે. રંગ છે એને!"

અર્જુન કહે: "મહારાજ! મને એ વાણિયો દેખાડો."

બંને ઊપડયા. આવ્યા વાણિયાને ઘેર. વાણિયો સામો દોડયો. આસન પાથરી બેસાડ્યા; પૂજા કરીને ભિક્ષા લેવા વીનવ્યા. બંનેએ ભિક્ષા લેવાની હા કહી. બંને બહેનોએ રાંધવાનું શરૂ કર્યું.

વાણિયાને નીમ હતું; એની સ્ત્રીઓના હાથનું ન ખવાય. એટલે એ કહે. "રસોઈ થાય એટલે મહારાજને જમાડી દેજો."

એમ કહી વાણિયો દુકાને ગયો. રસોઈ તૈયાર થઈ. વાણિયણ કહે: "મહારાજ, જમવા પધારો!"

ભગવાન કહે: તમારા ઘરવાળા કયારે આવશે? એના વિના અમે નહિ જમીએ."

વાણિયણ કહે: "એ તો બહુ મોડા આવશે. તમે જમી લ્યો."

ભગવાન કહે : "ના અમે એકલા નહિ જમીએ. એને તેડવા મોકલો. શેઠ આવે એટલે સાથે જમશું."

વાણિયણે માણસ મોકલ્યું ને કહેવરાવ્યું : "મહારાજે તો હઠ લીધી છે કે તમે સાથે જમવા બેસો તોજ જમીએ."

વાણિયો ઘેર આવ્યો. ભગવાનને ઘણા વીનવ્યા પણ એ એક ટળીને બે ન થયા.

વાણિયો મનમાં મૂંઝાયો. "હવે શું થાય, બાઈના હાથની રસોઈ ખાવાની તો પ્રતિજ્ઞા છે. જમું તો રામદુવાઇ ખોટી થાય, ને ન જમું તો સાધુ ભૂખ્યા રહે."

વાણિયો કહે : "ઊભા રહો, મહારાજ, ઉપરથી અથાણું કાઢી આવું. પછી આપણે જમવા બેસીએ."

એમ કહી વાણિયો ઉપર ગયો, ને ત્યાં ગળાફાંસો ખાઈ મરી ગયો. ઘણી વાર થઈ એટલે

વાણિયણ કહે : “ હજી કેમ ન આવ્યા ? લાવ હું જાઉં.”

ઉપર જઈને જુએ તો વાણિયો મરી ગયેલો ! તે તો જાણતી જ હતી કે શા માટે મરી ગયો. તરત જ તેણે પણ ગળાફાંસો ખાધો અને એ પણ મરી ગઈ.

થોડી વારે બીજીને વિચાર થયો : “બેઉ જણાને વાર લાગી. છે શું ? લાવ, હું જાઉં.” ઉપર જઈને જુએ તો બેયને મરેલાં દીઠાં. તે કહે : “અરરર ! બંને જણાં મરી ગયાં. હવે મારે જીવીને શું કરવું છે ?” એણે પણ ગળાફાંસો ખાધો.

થોડી વારે અર્જુન કહે : “મહારાજ ! આ શું ? જે જાય છે તે પાછાં આવતાં જ નથી ?”

ભગવાન કહે, “ચાલો, ત્યારે આપણે ઉપર જઈએ.” ઉપર જઈને જુએ તો ત્રણે જણાં લટકે ! અર્જુન તો આ જોઈ આભો જ બની ગયો.

પછી ભગવાને બધાંને જીવતાં કર્યાં, અને વાણિ-

યાને કહ્યું : "વાણિયા ! તમને ત્રણેને ધન્યવાદ છે ! જીવ કાઢયો પણ ટેક ન જવા દીધી. હવે તમારો ત્રણેનો નવો જન્મ છે. તમારી રામદુવાઇ ટળી ગઈ છે, માટે હવે સુખથી રહેજો."

એમ કહી બંને અંતર્ધાન થઈ ગયા. પછી વાણિયો અને તેની બંને સ્ત્રીઓ સુખેથી રહેવા લાગ્યાં.

# બ્રાહ્મણ

એક બ્રાહ્મણ હતો. તે બહુ જ ગરીબ હતો. ઘરમાં એક દિવસનું ખાવાનું ન મળે. કોઈ કોઈ વાર તો સાવ ભૂખ્યા જ રહેવું પડે.

એક વાર બ્રાહ્મણીએ કહ્યું; “ તમે કાંઈક કામ ધંધો કરો તો સારું. આમ ભૂખ્યા તે ક્યાં સુધી રહેવાય ? અહીં નહિ તો ક્યાંક બીજે ગામ જાઓ.”

બ્રાહ્મણ કહે, “ ઠીક, ” એમ કહીને એતો ચાલ્યો. ચાલતાં ચાલતાં રસ્તામાં એક મહાદેવનું દેવળ આવ્યું. બ્રાહ્મણ વિસામો ખાવા ત્યાં જઈને બેઠો.

દેવળમાં શંકર ને પાર્વતીજી સોગઠે રમે. રમી રહ્યાં એટલે પાર્વતીજીએ બ્રાહ્મણને પૂછયું; “ કહો મહારાજ, કોણ જીત્યું ને કોણ હાર્યું ? ”

બ્રાહ્મણે વિચાર કર્યો કે હવે શું કહેવું ? જીત્યા હતા તો શંકર. પણ પાર્વતીજીને ખુશી કરવા બ્રાહ્મણે કહ્યું; "માતાજી, તમે જીત્યા ને શંકર હાર્યા."

આ સાંભળી પાર્વતી ખુશી થયા ને કાનમાંથી ઝાલ કાઢી બ્રાહ્મણને આપી. ઝાલ હીરા માણેકે જડેલી હતી. એ તો પાર્વતીજીએ પહેરેલી ઝાલ ! એમાં શું ખામી હોય ?

બ્રાહ્મણ ઝાલ લઈ ખુશી થતો થતો ઘર તરફ વળ્યો.

બ્રાહ્મણ મનમાં વિચારે છે કે આ ઝાલમાંથી તો એટલું નાણું આવશે કે મારી બે ત્રણ પેઢી સુધી ખૂટશે નહિ. મારી સ્ત્રી તો ઝાલ જોઈ રાજી રાજીના રેડ થઈ જશે.

રસ્તામાં એક નદી આવી. બ્રાહ્મણને તરશ લાગી હતી એટલે પાણી પીવા ગયો. એક હાથની મુઠ્ઠીમાં ઝાલ રાખી, બ્રાહ્મણ ખોબે ખોબે પાણી પીવા લાગ્યો; અને અચાનક બ્રાહ્મણના હાથમાંથી ઝાલ પાણીમાં પડી ગઈ. એક માછલું તે ગળી ગયું.

બ્રાહ્મણ તો બિચારો નિરાશ થઈ ગયો. ઘેર ગયો ત્યાં તો તેની સ્ત્રીએ પૂછ્યું, "કાં કાંઇ લાવ્યા ?"

બ્રાહ્મણ કહે, "એક એવી સરસ ઝાલ લાવ્યો હતો કે તેં ભાળી હોત તો ખુશી થઈ જાત. પણ પાણી પીવા ગયો, ત્યાં નદીમાં પડી ગઈ."

બ્રાહ્મણી કહે, "ધ્યાન રાખીએને! હાથમાં શું કામ રાખી? ધોતિયાને છેડે બાંધી હોત તો ન પડી જાત."

બ્રાહ્મણ તો પાછો બીજે દિવસે દેવળમાં જઈ બેઠો. શંકર પાર્વતી રમતાં હતાં. રમી રહ્યાં એટલે પાર્વતીએ પૂછ્યું, "કહો મહારાજ, કોણ જીત્યું ને કોણ હાર્યું ?"

બ્રાહ્મણ કહે, "માતાજી, તમે જીત્યાં ને શંકર હાર્યા."

પાર્વતીજીએ આજે બ્રાહ્મણને પાંચ રત્ન આપ્યાં. બ્રાહ્મણ રત્ન લઈ ઘેર આવ્યો. બ્રાહ્મણી પાણી ભરવા ગયેલી, એટલે ચૂલા પાસે એક છાલિયામાં રત્ન મૂકી બ્રાહ્મણ બ્રાહ્મણીની વાટ જોવા લાગ્યો.

ત્યાં એક પડોશણ દેવતા લેવા આવી. ચૂલા આગળ જઈ દેવતા લઈ પાછી વળે ત્યાં છાલિયામાં પડેલાં રત્નો તેણે જોયાં. પડોશણ રત્ન ઉપાડી ચાલતી થઈ.

બ્રાહ્મણી આવી એટલે બ્રાહ્મણ તો હરખાતો હરખાતો ઘરમાં ગયો ને જ્યાં રત્ન દેખાડવા જાય ત્યાં રત્ન ન મળે! બિચારો નિરાશ થઈ ગયો.

બ્રાહ્મણી કહે, “ કાં ? હમણાં તો હરખમાં લાગતા હતા ને ઘડીકમાં કેમ મોઢું પડી ગયું ?”

બ્રાહ્મણ કહે, “ તું માનીશ નહિ. મેં પાંચ રત્ન લાવીને હમણાં જ છાલિયામાં મૂકયાં હતાં. ઘડીકવારમાં કયાં ગયાં હશે ? ”

વળી ત્રીજે દિવસે બ્રાહ્મણ દેવળમાં જઇને બેઠો. પાર્વતીજીને લાગ્યું કે બ્રાહ્મણને લોભ લાગ્યો છે.

શંકર પાર્વતી રમવા બેઠાં. રમી રહ્યાં એટલે પાર્વતીએ પૂછ્યું, “ કહો, મહારાજ, કોણ જીત્યું ને કોણ હાર્યું ? ”

બ્રાહ્મણ કહે, "માતાજી, તમે જીત્યાં ને શંકર હાર્યા."

પાર્વતીજીએ આજે ડોકમાંથી નવલખો હાર કાઢી બ્રાહ્મણને આપ્યો. બ્રાહ્મણનો હરખ તો ક્યાંઈ માતો નથી. હરખાતો હરખાતો ચાલ્યો જાય છે, ત્યાં એક સમળીએ ઝડપ મારી ને હાર લઈ લીધો. બ્રાહ્મણ જોઈ રહ્યો ને સમળી હાર લઈ અન્દર ઊડી ગઈ. બ્રાહ્મણ વીલે મોઢે ઘેર આવ્યો.

બ્રાહ્મણી કહે, "કાં શું લાવ્યા ?"

બ્રાહ્મણ કહે, "આજ તો એવો સરસ હાર લાવ્યો હતો. પણ રસ્તામાં સમળી ઉપાડી ગઈ."

બ્રાહ્મણી કહે, "મને તો લાગે છે કે તમે મને ખોટું ખોટું સમજાવો છો. રોજ ઊઠીને કોક લઈ જાય છે."

વળી ચોથે દિવસે બ્રાહ્મણ દેવળમાં ગયો.

પાર્વતીજી કહે, "મહારાજ, કેમ આવ્યા ?"

બ્રાહ્મણ કહે, "માતાજી, તમે રોજ કાંઈ ને કાંઈ આપો છો પણ મારા નસીબમાં નહિ હોય એટલે

રહેતું નથી. તમે ઝાલ આપી તે પાણીમાં પડી ગઈ. રત્ન આપ્યાં હતાં તે ઘેરથી કોઈ ઉઠાવી ગયું. હાર સમળી લઈ ગઈ. હું તો ભિખારીનો ભિખારી રહ્યો.

આજે પાર્વતીજીએ, એક પોલી લાકડીમાં હીરા-માણેક ભરી બ્રાહ્મણને આપ્યાં ને કહ્યું, "લ્યો, મહ-રાજ, આ લાકડી કોઈ નહિ લઈ જાય."

બ્રાહ્મણ લાકડી લઈ ચાલી નીકળ્યો. આઘેરોક જાય ત્યાં ગાયુંનું ધણ મળ્યું. ગાયું આડી અવળી વીખરાઈ જતી હતી. ગોવાળ આજ લાકડી ભૂલી ગયો હતો. બ્રાહ્મણની પાસે લાકડી જોઈ ગોવાળે કહ્યું, "કાકા, તમારી લાકડી દેજો તો. સાંજે ઘેર આવીને આપી જઈશ."

બ્રાહ્મણ વિચારમાં પડી ગયો. રત્ન ભરેલી લાકડી કેમ અપાય! પણ ત્યાં તો ગોવાળે બ્રાહ્મણના હાથમાંથી લાકડી ખેંચી લીધી ને કહ્યું, "એમાં તે શું વિચાર કરો છો? લાકડીના વસ્તારમાં. ભલા માણસ ઘેર આવીને આપી જઈશ." એમ કહી ગોવાળ ચાલતો થયો. બ્રાહ્મણથી કાંઈ બોલાયું નહિ.

બ્રાહ્મણે ઘેર આવી બ્રાહ્મણીને વાત કરી.

બ્રાહ્મણી કહે, "તમે કાંઈ લાવતા જ નથી. રોજ કોઈક લઈ જાય એ હું માનું નહિ તો. મને સમજાવો છો તે હું કાંઈ છોકરું નથી."

બ્રાહ્મણ બિચારો ક્યાં સાચ કાઢે ? એનું કોણ માને ?

પાંચમે દિવસે વળી બ્રાહ્મણ દેવળમાં જઈ બેઠો. શંકર પાર્વતી રમી રહ્યાં. પાર્વતીએ હંમેશની જેમ પૂછ્યું, "કહો, મહારાજ, કોણ જીત્યું ને કોણ હાર્યું ?"

બ્રાહ્મણને વિચાર થયો કે લાવને આજ તો શંકર જીત્યા એમ કહું. પાર્વતીજી રોજ આપે છે તે કોઈ નહિ ને કોઈ લઈ જાય છે ને નાહકનું ખોટું બોલવું પડે છે. જીતે છે તો શંકર.

બ્રાહ્મણ કહે, "માતાજી, તમે હાર્યાં ને શંકર જીત્યા."

શંકર ખડખડ હસવા લાગ્યા. શંકર કહે, "એલા બ્રાહ્મણ, મારી પાસે કાંઈ નથી તે હું

આપું. પાર્વતીજી તો લક્ષ્મીનો અવતાર ગણાય. એની પાસે બધું હોય. મારી પાસે તો આ વિભૂતિના ગોળા છે. ”

પાર્વતીને બ્રાહ્મણની દયા આવી. તે કહે, “ એમ ન થાય. બિચારાને કાંઈક તો આપો. હું આપું છું એ તો એની પાસે રહેતું નથી. ”

બ્રાહ્મણ કહે, “હા, માતાજી, લાકડીએ ગોવાળ લઈ ગયો. ”

શંકરે જટા છોડી. જટામાંથી બે દોકડા નીકળ્યા. તે બ્રાહ્મણને આપ્યા ને કહ્યું, “ લે, આ દોકડાનું ગામમાં પેસતાં જે પહેલું મળે તે લેજે.”

બ્રાહ્મણ તો દોકડા લઈ ચાલ્યો. મનમાં તો એમ થાય છે કે અરેરે! શંકરે તો કાંઈ આપ્યું નહિ, બે દોકડા જ આપ્યા.

દોકડા લઈને દરવાજામાં પગ મૂકે છે ત્યાં માછલાં વેચવાવાળો મળ્યો. બ્રાહ્મણ મૂંઝાયો.

“હવે શું કરૂં ? માછલાં લઉં ? મારાથી માછલાં લેવાય ? પણ શંકરે તો જે પહેલું મળે તે લેવાનું કહ્યું છે. માટે લેવા દે.”

બ્રાહ્મણે માછલાંવાળાને પૂછ્યું : “ભાઈ, આ માછલાંનું શું લેવું ?”

માછીમારે એક માછલું દેખાડી કહ્યુંઃ “આ માછલાના બે દોકડા.”

બ્રાહ્મણે માછલું લીધું ને ઘેર આવ્યો. ઘેર આવી બ્રાહ્મણીને કહે, “આજ તો શંકરે બે દોકડા આપ્યા હતા ને બે દોકડાનું જે પહેલું સામું મળે તે લેવાનું કહ્યું હતું. એટલે મેં તે માછલું આણ્યું.”

બ્રાહ્મણી કહે, “અરરર ! આપણાં બ્રાહ્મણના ઘરમાં માછલું ? આપણે એને શું કરીએ ? નાખી દો ખોરડા ઉપર.”

બ્રાહ્મણે માછલું ખોરડા ઉપર નાખી દીધું. એક કાગડો આવી માછલું ઠોલવા મંડયો. ત્યાં તો ખડીંગ કરતું કાંઈક હેઠે પડયું. બ્રાહ્મણ આવીને જુએ ત્યાં તો ઝાલ ! બ્રાહ્મણ હરખમાં ને હરખમાં બોલી ઊઠયો : “ઝાલ, ઝાલ, ઝાલ.”

બ્રાહ્મણી આવીને જુએ તો સાચે જ ઝાલ હતી

બ્રાહ્મણે કહ્યું, "આ માછલું જ ઝાલ ગળી ગયું હશે. આ જ ઝાલ મને પાર્વતીજીએ આપી હતી."

પડોશણને કાને 'ઝાલ, ઝાલ, ઝાલ,' અવાજ ગયો. એને લાગ્યું કે હું રત્ન લઈ આવી છું, તેની આજે બ્રાહ્મણને ખબર પડી ગઈ છે. એટલે મને ઝાલવાનું–પકડવાનું–કહેતા હશે. એતો બ્હીતી બ્હીતી આવીને બોલી, "લે ભાઈ, તારાં રત્ન, મને પકડીશ નહિ, હું ફજેત થઈશ."

બ્રાહ્મણ કહે, "આ પણ ઠીક થયું. આપણે તો ઝાલની વાત કરતાં હતાં ત્યાં પડોશણ એની મેળે રત્ન આપી ગઈ. હા, એ દેવતા લેવા આવી હતી ત્યારે લઈ ગઈ હશે."

બ્રાહ્મણીને થયું કે વાત તો સાચી કરતા હશે–હું જ ખોટું માનતી હતી.

ત્રણ ચાર દિવસ પછી બ્રાહ્મણ સવારે દાતણ કરવા બેઠો છે. ત્યાં ફળિયાના લીમડા ઉપર કાંઈક ચળકતું જેયું. લીમડા ઉપર ચડીને જુએ તો હાર !

બ્રાહ્મણ તો ખૂબ પૈસાવાળો થઈ ગયો. મોટાં

હવેલી જેવાં ઘર ચણાવ્યાં. વાસ્તુ કરવા વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા. ધામધૂમથી વાસ્તુ કર્યું. આખા ગામનો ધૂમાડો બંધ કર્યો. ઝાંપે ચોખા મૂકયા.

ગોવાળને ખબર પડી કે બ્રાહ્મણને ત્યાં વાસ્તુ છે. એને મનમાં થયું લાવને એની લાકડી પડી છે તે આપતો આવું ને આંટો મારતો આવું. કાંઈક ખાવાનું મળે તો.

બ્રાહ્મણને ઘેર જઈ ગોવાળે કહ્યું; "કાકા, આ તમારી લાકડી. હું તો ભૂલી જ ગયો હતો. આજે સાંભર્યું તે કીધું લાવને આપી આવું."

બ્રાહ્મણ કહે, "બહુ સારૂં કર્યું. ભાઇ, ભલે આવ્યો. મને તો લાકડી સાંભરતીયે નહોતી."

બ્રાહ્મણે બ્રાહ્મણીને કહ્યું, "સાંભળ્યું કે ! તાસ ભરીને લાડવા લાવજે. આપણો જૂનો ગોવાળ છે, એને આપવા છે."

ભરવાડને મનમાં થયું કે આપણું કામ તે પાકી ગયું. આવ્યા તો લાડવા મળ્યા.

બ્રાહ્મણને તો ખબર જ હતી કે લાડવા કરતાં લાકડીની કિમ્મત અમૂલ્ય છે.

નસીબ ઊઘડયું, ત્યારે બધું એનો મેળેજ આવી મળ્યું.

સમાપ્ત

# શિશુ સાહિત્ય માળા

સંપાદક : વજુભાઈ દવે

## બાળવર્ગથી તે ધોરણ ચોથા સુધીનાં બાળકો વાંચી શકે તેવાં શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો

| | |
|---|---|
| **રઘુરાજા અને બીજી વાતો** | મોંઘીબેન |
| **આલાખાચર અને બીજી વાતો** | મોંઘીબેન |
| **કેસરીસિંહ** | મોંઘીબેન |
| **અમથારામ** | સોમાભાઈ ભાવસાર |
| **નવી ઇસપનીતિ** | ગિજુભાઈ |
| **નાના હતા ત્યારે** | સોમાભાઈ ભાવસાર |
| **કેમ રહેવાય** | ગિજુભાઈ |
| **ફૂલોની સુગંધ** | ગિજુભાઈ |
| **આપણી વનસ્પતિઓ** | ગિજુભાઈ |
| **૧૯૩૦ની લડાઈ** | રામભાઈ પાઠક |
| **વાર્તા ગુચ્છ** | ગિરીશભાઈ |
| **અમારૂં પતંગીયું** | વજુભાઈ દવે |
| **પુંડરીકનાં બાલગીતો** | પુંડરીક |
| **આપણું ગામ** | વજુભાઈ દવે |
| **વાર્તા મંજરી** | સોમાભાઈ પટેલ |
| **બારોટના ઉખાણા** | ગુલાબસિંહ |
| **શ્રમજીવીઓ** | મધુક |
| **રૂપ સુંદરી** | ચંદ્રભાઈ ભટ્ટ |
| **ફરવા જતાં** | ઉમાશંકર જોશી |

મળવાનું સ્થળ :

જેચંદ તલકશી એન્ડ સન્સ

એમ્પાયર બીલ્ડીંગ. હોર્નબી રોડ, **મુંબાઈ**